કાશીવાળા

ગોસ્વામી શ્રીગિરિધરજી મહારાજ

કૃત

# शुद्धाऽद्वैत मार्तंड.

ननु वक्तृविशेषनिस्पृहाः
गुणगृह्या वचने विपश्चितः ॥

આ સંસ્કૃતગ્રંથનું ગુજરાતી ભાષાંતર
શાસ્ત્રી પ્રાણજીવન પાસે કરાવી
પ્રગટ કરનાર

પંડીત મોતિરામ રણછોડશર્મા જોશી.

મુંબઇ.

સુબોધપ્રકાશ છાપખાનામાં છાપ્યું.



સંવત ૧૯૪૫ ના શ્રાવણ સુદી ૧૫—૧૮૮૯.

કીંમત આના ૪.

૪૦૪૪

કાશીવાળા

ગોસ્વામી શ્રીગિરિધરજી મહારાજ

કૃત

# शुद्धाऽद्वैत मार्तंड.

ननु वक्तृविशेपनिस्पृहाः

गुणगृह्या वचने विपश्चितः ॥

આ સંસ્કૃતગ્રંથનું ગુજરાતી ભાપાંતર

શાસ્ત્રી પ્રાણજીવન પાસે કરાવી

પ્રગટ કરનાર

પંડીત મોતિરામ રણછોડશર્મા જોશી.

મુંબઇ.

સુબોધપ્રકાશ છાપખાનામાં છાપ્યું.



સંવત ૧૯૪૫ ના શ્રાવણ સુદી ૧૫-૧૮૮૯.

કીંમત આના ૪.

# પ્રસ્તાવના.

**નનુ વક્તૃવિશેષનિસ્પૃહાઃ**
**ગુણગૃહ્યા વચને વિપશ્ચિતઃ ॥**

વિદ્વાનો અમુક વક્તાની ઈચ્છા રાખતા નથી પણ હરકોઈના વચનમાંથી સાર ગ્રહણ કરે છે.

જ્યારે પૃથ્વીઉપર ઇતર દેશનાં મનુષ્યો પોતાની કર્તવ્યતા વિશે બરાબર જાણીતાં હતાં નહીં, વનમાં વાસ કરી ફળ ફુલના આહાર ઉપર પોતાનું જીવન ગાળી ગાઢ નિદ્રાદિમાં કાળ કાઢતાં હતાં. મનુષ્ય જન્મના સ્વરૂપથી તદન અજાણ્યાં હતાં, તે સમયમાં આર્ય લોકોના પવિત્ર મન ઉપર પ્રથમ ધર્મનો અવતાર થયો હતો. આધર્મ દિનપરદિન એટલેસુધી તરૂણાવસ્થામાં આવી ગયો હતો કે તેનો પ્રતાપ દિશાના છેડામાં ફરફરી રહ્યો હતો. તે ધર્મની વિજય પતાકાનો એક છેડો હિમાલયના શ્વેત શિખરની શોભા ધારણ કરતો હતો અને બીજો છેડો કન્યા કુમારીના સીમાડા ઉપર આવેલી લંકાને શાંત કરતો હતો. આ મહત્તા પામેલો સર્વમાન્ય વેદધર્મ આબાલવૃદ્ધ સર્વ માનવગણમાં ઘણોજ ફેલાવ પામ્યો. પરંતુ તે ધર્માચરણમાં કેટલીક તાંત્રિક ક્રીયાઓ દાખલ થઇ કે જેથી ધર્મ નામે અધર્મ ચાલવા માંડ્યો. તે સમયમાં વેદમાર્ગ પ્રવર્તક આચાર્ય શિરોમણી શ્રીવિષ્ણુસ્વામી થયા. તેમણે વેદ, શાસ્ત્ર અને પુરાણ વિગેરેને બારીકીથી તપાસ્યાં તો મુક્તિનું કારણ ભક્તિ છે એમ તેના જાણવામાં આવ્યું તે ઉપરથી વેદમતાનુસારી, સદ્ધર્મબોધક, શુદ્ધાદ્વૈત મત પ્રતિપાદન કર્યો. આ વખતમાં જો કે ઇતર મતો ઘણા હતા તોપણ આ મત સર્વ શિરોમણી ગણાતો હતો. વિષ્ણુસ્વામીએ દેહત્યાગ કર્યા પછી ઇતર ધર્માભિમાની નાસ્તિક ચાર્વાક વિગેરેએ વેદધર્મનું ખંડન કરી આખા આર્યાવર્તમાં પાખંડ ધર્મનું બીજ રોપ્યું. પાખંડ ધર્મ દિન દિન પ્રકાશવા લાગ્યો તોપણ હજી વેદધર્મનો લોપ થયો ન હતો પ્રતિનગર પ્રતિગ્રામ સ્થાને સ્થાને વેદધર્મનાં દર્શન થતાં હતાં તથાપિ વેદધર્મ જોઇએ તેવી સ્થિતિમાં હતો નહીં.

કેટલા વખત પછી શ્રી શંકરાર્ય થયા તેમણે નાસ્તિકમતનું ખંડન કરી વેદધર્મનો પુનરૂદ્ધાર કર્યો. પરંતુ તેમણે ઇશ્વરને માયાનાસંબંધથી વકારી ઠરાવ્યા—ઈશ્વર પોતે માયાને લીધે જીવ રૂપે થાય છે. એમ

સિદ્ધ કરી અદ્વૈત પ્રતિપાદન કર્યું, ત્યાર પછી રામાનુજાચાર્ય થયા તેમણે જીવ, ઇશ્વર અને માયા એ ત્રણ અનાદિ કાળથી છે એવું સિદ્ધ કરી વિશિષ્ટાદ્વૈત સિદ્ધ કર્યું. આ મતને અનુસરનારા બીજા ઘણા મતો જેવાકે શૈવમત વિગેરે હજી દક્ષિણમાં હયાત છે. પછી શ્રી મધ્વાચાર્ય થાય તેમણે જીવ અને ઇશ્વર એવાં બે તત્વ અનાદિ સિદ્ધ છે એમ ઠરાવી દ્વૈત પ્રતિપાદન કર્યું. આવી રીતે જે આચાર્યને જેમ ભાસ્યું તે આચાર્યે તેમ સિદ્ધ કર્યું. કારણ કે ધર્મ વિષય ઘણોજ ગહન છે.

ઘણીવાર આપણા જોવામાં આવ્યું છે કે ઘણા વખત ઉપર આરંભેલું કામ નાશપ્રાય થઇ જાય છે. અને ફરી કોઈ મહાપુરૂષ તેનો ઉદ્ધાર કરી સર્વ જગની આગળ સ્પષ્ટ કરી મૂકે છે આ નિયમ પ્રમાણે ઘણા વર્ષ ઉપર થયેલા આચાર્ય વર્ય શ્રી વિષ્ણુસ્વામીએ ભક્તિપ્રવર્તક, માયા રહિત શુદ્ધ ધર્મ પ્રતિપાદન કર્યો હતો તે ધર્મનો શ્રી વલ્લભાચાર્યે ફરીને ઉદ્ધાર કર્યો. એટલે શ્રી વલ્લભાચાર્યે શ્રુતિ અને સ્મૃતિ બન્નેની ઐકયતા કરી વારંવાર પુરાણ ધર્મના મર્મ તપાસી એમ સ્પષ્ટ કરી આપ્યું છે કે સર્વની પેહેલા એક પરમાત્માજ હતા. કારણ કે आत्मैवेदमग्र आसीत् પ્રથમ એક ઇશ્વરજ હતા. स द्वितीयमैच्छत् તેણે ક્રીડા માટે બીજાની ઇચ્છા કરી. આવી રીતે કેટલાએક વેદવચનોથી સિદ્ધ કરી शुद्धाद्वैत મત સ્થાપ્યો. એટલે માયારહિત શુદ્ધસત્વ પરમાત્મા એક પોતેજ છે ને તે સર્વરૂપે પ્રકાશે છે આવો સિદ્ધાંત રાખ્યો. અને તે પૃથ્વીપર દિન દિન અતિ વિસ્તાર પામ્યો છે. આવા સ્પષ્ટ વેદાનુયાયી ધર્મ પ્રવર્તક વલ્લભાચાર્યે જે ધર્મ પ્રણાલિકા બાંધી છે. તે ઉપરથી તેઓ સ્વભાવે સાત્વિક ઉદાસીનવૃત્તિના અને વેદ ધર્મના એકાંત ભક્ત હતા એમ કહેવામાં જરા પણ શંકા નથી. તેમણે રચેલાં નાનાં સ્તોત્રોમાં પણ વખતે વખતે વેદના મંત્રો પ્રકાશ કરે છે. આ તેના અંતઃકરણની પવિત્ર મૂર્તિ વેદધર્મની પરાકાષ્ઠાને પામેલી છે એમ જણાવે છે.

આરે પ્રસ્તાવના પૂર્ણ કરતાં જણાવવું જોઇએ કે થોડા વખત ઉપર કાશીમાં ગોસ્વામી શ્રીગિરિધરજી માહારાજ થઇ ગયા તેમણે આ "शुद्धाद्वैत मार्तंड"—શુદ્ધાદ્વૈત મતનું રહસ્ય જણાવનાર સૂર્ય એ નામનો એક ગ્રંથ રચ્યો છે તે ગ્રંથ જોકે નાનો છે તોપણ તેમાં શંકરાચાર્ય રામાનુજાચાર્ય મધ્વ શૈવ વિગેરે મતોના સિદ્ધાંતો એવા તો બતાવ્યા છે કે તેનું યથાર્થ ચિત્ર નજરે આવે છે. અને ત્યારપછી તેમાં દૂષણ બતાવી શુદ્ધાદ્વૈતમતનું સ્થાપન કર્યું છે. આ ગ્રંથ મારા વાચવામા આવ્યો ત્યારે મને વિચાર થયો કે આવો ગ્રંથનું જો ગૂજરાતી ભાષાંતર થાય તો આપણા સર્વ વૈષ્ણવો તેનો યથોચિત લાભ લઇ શકે,

આમ વિચાર થતાંજ મે મારા મિત્ર પ્રાણજીવન હરિહરપાસે તેનો ગૂજરાતીમાં અર્થ કરાવી પ્રસિદ્ધ કર્યો છે. અને તેની પાછળ પરિષ્કાર ગ્રંથ માત્ર મૂળજ છપાવ્યો છે. કારણ કે તે વિષય ન્યાયનો છે એટલે તેનો અર્થ લોકોના જાણવામાં આવે નહીં તેની પાછળ નર્મદાષ્ટક તથા ગંગાષ્ટક ગૂજરાતી ટીકા સાથે છાપવામાં આવ્યાં છે. આ છપાવવાનું કારણ નર્મદાતીરવાસી કેટલાએક સદ્‌ગૃહસ્થોની ભલામણથી થયું છે.

છેવટે મારી પ્રાર્થના એ છે કે સર્વ વૈષ્ણવો આ ગ્રંથો આદ્યોપાંત વાંચી તેનું રહસ્ય સમજી ભક્તિપરાયણ થઈ પરમ સુખ મેળવો.

શ્રીરસ્તુ છપાવી પ્રસિદ્ધ કર્તા.

પંડિત મોતીરામ રણછોડ શર્મા જોશી.

---

# अथ शुद्धाऽद्वैतमार्तंडः

**श्रीमदाचार्यचरणौ श्रीविठ्ठलपदांबुजौ ॥**
**श्रीमतां यदुनाथानां श्रीमद्गिरिधरः सुधीः ॥ १ ॥**
**चरणांबुजकिंजल्क परागान् प्रणिपत्य तं ॥**
**शुद्धाऽद्वैतविचारार्कं तनुते सुधियां मुदे ॥ २ ॥**

શ્રીમાન્ બુદ્ધિશાળી શ્રીગિરિધરજી શ્રીમાન્ પોતે આચાર્યવર શ્રીમહાપ્રભુજી તથા શ્રીવિઠ્ઠલનાથજી મહારાજનાં અને શ્રીમાન્ યદુનાથજી મહારાજનાં ચરણકમળના કેસર પરાગને પ્રણામ કરી વિદ્વાનોના આનંદને માટે શુદ્ધાદ્વૈતમાર્તંડ નામનો ગ્રંથ કરે છે.

**द्विधाज्ञानन्तु यद्यत्स्यान्नामरूपात्मना मुहुः ॥**
**इशजीवात्मनावापि कार्यकारणतोऽथवा ॥ ३ ॥**
**द्वितंतदेव द्वैतंस्या दद्वैतन्तु ततोन्यथा ॥**

નામ અને રૂપવડે જે જ્ઞાન થવું અથવા તો ઇશ અને જીવ એવા બે ભેદ માનવા કે કાર્ય અને કારણને જુદાં માનવાં આ જ્ઞાન દ્વિધા એટલે દ્વૈતજ્ઞાન ( એ પણ ) કહેવાય છે. દ્વિત જ્ઞાનને દ્વૈત જ્ઞાન કહે છે અને તેથી જે ઉલટું જ્ઞાન તે અદ્વૈત જ્ઞાન કહેવાય છે.

**सर्वं खल्विदंब्रह्म तज्जलानिति पठ्यते ॥ ४ ॥**

હવે આહી શ્રુતિમાં કહ્યું છે કે सर्वं खल्विदंब्रह्म આ સઘળું-બ્રહ્મ છે. વળી છાંદોગ્યમાં શાંડિલ્ય વિદ્યામાં પાંચમા પ્રપાઠકમાં કહ્યું છે કે तज्जलानिति जायते लीयते अनिति जलान् तस्मिन् जलान् तज्जलान् જગત્‌ની ઉત્પત્તિ સ્થિતિ અને લય એ ત્રણ અવસ્થા ઇશ્વરમાં છે આ વાક્યની આગળ તરત બીજું પદ એવું છે કે शांत उपासीत શાંત મનુષ્યે તેની ઉપાસના કરવી.

**सर्वं ब्रह्मात्मकं विश्वमिदमाबोध्यते पुरः ॥**
**सर्वशब्देन यावद्धि दृष्टश्रुतमथो जगत् ॥ ५ ॥**

सर्वं खल्विदंब्रह्म એ શ્રુતિમાં इदम् એ પદથી આખું બ્રહ્મમય વિશ્વ આગળ બતાવે છે અને તેમાં સર્વ પદનો અર્થ દેખાતું અને સંભળાતું આખું જગત્ એવો થાયછે.

बोध्यते तेन सर्वंहि ब्रह्मरूपं सनातनं

कार्यस्य ब्रह्मरूपस्य ब्रह्मैवस्यात्तुकारणं ॥ ६ ॥

તે શ્રુતિના અર્થથી એવું સ્પષ્ટ જણાય છે કે સર્વ જગત્ બ્રહ્મરૂપ અને સનાતન એટલે નાશ રહિત છે કારણ આ કાર્યરૂપ જે જગત્ તેનું કારણપણ પરબ્રહ્મજ છે. પરબ્રહ્મ નિત્ય છે તો તેનું કાર્ય પણ નિત્યજ હોવું જોઇએ.

जन्माद्यस्येत्यादिसूत्रैर्व्यासपादैर्निरूपितं ॥

यतोवेत्यादि वाक्येषु वेदेस्पष्टं प्रतीयते ॥ ७ ॥

ભગવાન્ વેદવ્યાસે પોતાના શારીરક સૂત્રના પ્રથમ અધ્યાયના પ્રથમ પાદમાં પ્રથમ સૂત્રમાં કહ્યું છે કે जन्माद्यस्ययतः અર્થ આ જગત્ની ઉત્પત્તિ સ્થિતિ અને લય ઇશ્વરથી છે. વળી વેદમાં કહ્યું છે કે यतो वाइमानि भूतानि जायंते જેથી આ પ્રાણિઓ જન્મે છે આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે ઇશ્વર જગતના કર્તા છે પરંતુ માયા જગતની કર્તા નથી.

साकारंसर्वशक्त्येकं सर्वज्ञंसर्वकर्तृच ॥

सच्चिदानंदरूपं हि ब्रह्म तस्मादिदं जगत् ॥ ८ ॥

આકારવાળા સર્વ શક્તિમાન એક સર્વજ્ઞ અને સર્વ કર્તા સચ્ચિદાનંદ મૂર્તિ પરબ્રહ્મ થકી આ જગત્ ઉત્પન્ન થાય છે.

जडजीवांतःस्थितानां यथाक्रमश उद्गमः ॥

अग्नेर्यथाविस्फुलिंगास्तथाजीवोद्गमः स्फुटः ॥ ९ ॥

ઇશ્વરમાં રહેલા જડજીવ ક્રમ પ્રમાણે બાહેર નિકળે છે. ઉદાહરણ જેમ અગ્નિમાંથી તણખા બાહેર આવે છે, તેમ જીવ પણ ઈશ્વર થકી પ્રસિદ્ધ અંશરૂપે બાહેર આવે છે.

विसर्पिगुणचैतन्योऽणुर्जीवोंशोहरेः स्मृतः ॥

जडे चिदानंदयोस्तुचित्सानंदस्य सर्वशः ॥ १० ॥

तिरोधानं हरीच्छातोनिबंधादिषुवर्णितं ॥

જીવનું ચૈતન્ય સર્વત્ર જઈ શકે તેવું અણુરૂપ અને હરિનો અંશ છે હરિની ઇચ્છાથી જડમાં ચૈતન્યનો અને આનંદનો લય છે

અને ચૈતન્યમાં આનંદનો લય છે એ વિશે નિબંધ વિગેરે ગ્રંથમ વર્ણવેલું છે.

**आविर्भावे तु सर्वंहि ब्रह्मैवेति न संशयः ॥ ११ ॥**

જ્યારે હરિની ઇચ્છાથી જડમાં ચૈતન્ય અને આનંદનો આવિર્ભાવ થાય છે અને ચૈતન્યમાં આનંદનો આવિર્ભાવ થાય છે ત્યારે સર્વ બ્રહ્મરૂપ થાય છે એમાં સંશય નથી.

**रमणार्थ मिदंसर्वं ब्रह्मैव स्वेच्छयाऽभवत् ॥**
**यथा सर्पस्स्वेच्छया हि कुंडलाकारतां गतः ॥ १२ ॥**

જ્યારે પરમાત્માને રમવાની ઇચ્છા થઇ ત્યારે શ્રુતિમાં કહ્યા પ્રમાણે "एकाकी न रमते એકલો રમતો નથી साद्वितीयमैच्छत् તે બીજાની ઈચ્છા કરે છે" માટે પોતે સઘળા જગતરૂપ પોતાની ઈચ્છાથી થયા દૃષ્ટાંતમાં જેમ સર્પ પોતાની ઈચ્છાથી કુંડલના આકાર માફક ગોળ બની જાય છે

**न विकारितथा ब्रह्म व्यासैःसूत्रेनिरूपितं ॥**
**सुवर्णस्य विकारित्वं कामधेनोर्मणेरपि ॥ १३ ॥**

પરંતુ તેમાં જરાય વિકાર થતો નથી તેમ પરબ્રહ્મ જગતરૂપે થાય છે તોપણ તેમાં વિકાર થતો નથી તેવિશે ભગવાન્ વેદવ્યાસે પોતાના શારીરક સૂત્રમાં નિરૂપણ કરેલું છે કે सर्वाणि तेजसान्यविकृतानि સઘળાં તેજ વિકાર રહિત છે તેમાં કોઇ દિવસ વિકાર થતો નથી. જેમ સુવર્ણનાં ઘણાં કડાં કુંડલ વિગેરે બને છે. તોપણ તેમાં વિકાર તો નથી. તેમ કામધેનુ અને મણિથી પણ અનેક વસ્તુઓ ઉત્પન્ન થાય છે તોપણ તેમાં વિકાર થતો નથી. તે વિષે વલ્લભાચાર્યસુબોધિની નામના ગ્રંથમાં જણાવે છે કે कामधेनुकल्पद्रुमचिंतामणेश्चजायमानाःपदार्थाः दृश्य तेतेननकामधेन्वादीनांविकृतत्वं ॥ કામધેનુ કલ્પદ્રુમ અને ચિંતામણીથી અનેક પદાર્થો ઉત્પન્ન થાય છે. પણ તેથી કામધેનુ કલ્પદ્રુમ અને ચિંતામણિમાં વિકાર થતો નથી.

**आविर्भावतिरोभावौ पदार्थानां यतस्ततः ॥**
**नानित्यता तु विज्ञेया शास्त्रविद्भिर्विचक्षणैः ॥ १४ ॥**

તે અવિકારી બ્રહ્મથી પદાર્થોનો આવિર્ભાવ અને તિરોભાવ થાય છે માટે શાસ્ત્રવેત્તા વિચક્ષણ પુરૂષોએ જગતને નિત્ય—સત્ય જાણવું.

**तिरोभावे तु कार्यंहि वर्त्तते कारणात्मना ॥**
**आविर्भावेतुकार्यंहि यथा मृदिघटादयः ॥ १५ ॥**

જ્યારે કાર્ય જે જગત્ તેનો તિરોભાવ થાય છે, ત્યારે તે કારણ-રૂપે રહે છે અને જ્યારે જગતનો આવિર્ભાવ થાય છે ત્યારે તે કાર્યરૂપે દેખાય છે જેમ માટીરૂપ ઘડા વિગેરે છે તે તિરોભાવ વખતે માટીરૂપ રહે છે અને જ્યારે કાર્યરુપે રહે છે ત્યારે ઘટ રૂપે પ્રસિદ્ધ દેખાય છે. વસ્તુતાએ કાર્યનો નાશ થતો નથી. પણ તે પરમાણુ રૂપે રેહે છે.

**यदानुभवयोग्यत्वं वर्त्तमानस्य वस्तुनः ॥**
**आविर्भावःसविज्ञेयस्तिरोभावस्ततोऽन्यथा ॥ १६ ॥**

વસ્તુ વર્તમાન હોય તો પણ તે જ્યારે પ્રસિદ્ધ અનુભવમાં આવે છે ત્યારે તેનું નામ આવિર્ભાવ ગણાય છે પરંતુ વર્તમાન વસ્તુ પ્રસિદ્ધ ન દેખાતી હોય તો તેનું નામ તિરોભાવ જાણવું.

**प्रागभावादयोनांगी कार्या आभ्यां यतोखिलं ॥**
**तद्विस्तरभिया नात्र लिख्यतेन्यत्र दृश्यतां ॥ १७ ॥**

આવિર્ભાવ આદિમાં પ્રાગભાવ આદિ ચાર અભાવ સ્વીકારવા નહિ, કારણ કે આવિર્ભાવ અને તિરોભાવ વડે આખું જગત્ ઉત્પન્ન થાય છે ને લય પામે છે. તે વિસ્તારના ભયથી અહી લખ્યું નથી. કારણકે વિસ્તારથી ગ્રંથાંતરમાં બીજી જગોએ લખ્યું છે માટે તેમાં જોઇ લેવું.

**यत्रयेन यतोयस्य यस्मैयद्यद्यथायदा ॥**
**स्यादिदंभगवान्साक्षात् प्रधानपुरुषेश्वरः ॥ १८ ॥**

જે ઇશ્વરને વિષે જે ઈશ્વર વડે જે અપાદાનરૂપ જેનું જેઈ-શ્વરમાટે જે ઈશ્વરરૂપ જગત્ જેમ ઉત્પન્ન થાય છે તે ભગવાન્ સાક્ષાત્ પ્રધાન પુરૂષ અને ઇશ્વરરુપ પોતે છે. આમાં કર્તા કર્મ કરણ સંપ્રદાન અપાદાન સંબંધ અને અધિકરણ એ સર્વ ઈશ્વરમાં ઘટાવેલાં છે

**इति भागवते पद्ये सर्वस्य ब्रह्मतास्मृता ॥**
**श्रुतिसूत्रैःस्मृतिगणै र्दृष्टिःस्वर्णार्थिनोयथा ॥ १९ ॥**

ઉપરનો શ્લોક શ્રીમદ્ભાગવત પુરાણમાં દશમ સ્કંધમાં પંચાશીમા અધ્યાયમાં ચોથો શ્લોક છે તેમાં સર્વ બ્રહ્મરૂપ છે એવુંજ જણાવેલું છે, તેમ શ્રુતિ સૂત્ર અને સ્મૃતિઓ પણ તેમજ જણાવે છે દૃષ્ટાંતમાં જ ણાવે છે કે, સુવર્ણ લેનારની નજર જેમ

सुवर्णस्यच येखंडा कटका मुद्रिकादयः ॥
सुवर्णत्वेनगृह्णति तथा ब्रह्मविदोमतिः ॥ २० ॥

સોનાના જે કકડાં કડા અને વિંટી વિગેરે હોય તેને સોનું જાણી-ને ગ્રહણ કરેછે તેમજ બ્રહ્મવેત્તાનું મન પણ જગત્‌ને બ્રહ્મરૂપ ગણેછે.

यथा सौम्येत्यादि श्रुतौ स्पष्टमेवनिरूपितं ॥
तथा तत्वमसीत्यत्राऽभेदोंशांशिविचारतः ॥ २१ ॥

જેમ કે सदेवसौम्येदमग्र आसीत् હે સૌમ્ય; પ્રથમ એક સદ્ એટલે ઇશ્વરજ હતા એટલે માયા વિગેરે કંઇ ન હતું. માટે ઈશ્વર જ-ગત્‌નું કારણ ઠરે છે, તે સ્પષ્ટજ છે. તેમ तत्वमसि આમાં तत् પદ બ્રહ્મ વાચકતે અંશી છે અને त्वंપદ જીવ વાચક છે તે અંશ છે આવી રીતે અંશ અને અંશીના વિચારથી જીવ અને ઇશ્વરમાં દ્વૈત ભાવ આવતો નથી.

अत्रैवशांकराःप्राहुः मायिकंनश्वरंजगत् ॥
मायासंबंधतो ब्रह्म कारणं नान्यथैवहि ॥ २२॥

અહી શંકર મતવાળાઓ કહે છે કે જગત્ માયાથી બનેલું છે માટે નાશવાન્ છે કારણ કે જગત્‌નું કારણ પરબ્રહ્મ છે તે માયાના સંબં-ધને લીધે છે જ્યારે માયા નથી ત્યારે જગત્ પણ નથી.

किंचजन्या त्वजन्या वा मायाऽद्ये जनकोहिकः ॥
अन्याभावात्तुब्रह्मैव सविशेषत्वमागतं ॥ २३ ॥

પરંતુ તેના પક્ષમાં માયા કોઈથી જન્મે છે કે અનાદિ છે જો તેનો જન્મ કોઇથીપણ હોય તો તે કોણ જન્મ આપનાર છે માયાથી આદિ બીજો કોઇ પણ નથી કિંતુ બ્રહ્મ હોય છે. માટે બ્રહ્મથી માયા ઉત્પન્ન થાય છે એટલે બ્રહ્મમાં વિશેષપણું પોતાની મેળે આવ્યું.

द्वितीये त्वद्वैतभंगस्स्यात् कादाचित्कं त्वसंगतं ॥
आत्मैवेदमग्रआसीत् इत्यादि श्रुतिबाधतः ॥ २४॥

અને જો તે કહેશે કે માયાતો અનાદિ કાળની છે તો અદ્વૈત ર-હેશે નહિ, પણ તેના મતમાં દ્વૈત ઠરશે. પછી શ્રુતિમાં आत्मैवेदमग्रआ-सीत् જગત્‌ની આદિમાં એક આત્માજ હતો અર્થાત્ ઇશ્વર હતા વિ-ગેરે શ્રુતિવડે દ્વૈતમાં બાધ આવશે.

अनादित्वे तु सांतत्व मितिपक्षोप्यसंगतः ॥
अनादित्वेत्वनंतत्वं मायाया इति निश्चयात् ॥ २५॥

જો માયા અનાદિકાળની છે એવો પક્ષ ગ્રહણ કરશે તો તે માયાને અનિત્ય કહે છે એ પક્ષમાં દોષ આવશે, કારણ કે જ્યારે તેણે માયાનું અનાદિ પણું સ્વીકાર્યું ત્યારે માયાનું અવિનાશિ પણું પણ સ્વીકારવુંજ જોઇયે. આ પ્રસિદ્ધ છે.

एतन्मतेसुनिष्पन्नं सांकर्यं कार्यकारणे ॥
तन्निवृत्त्यर्थमाचार्यैःपदं शुद्धं विशेषितं ॥ २६ ॥

આવી રીતે શંકરના મતમાં કાર્ય અને કારણમાં મલિનતા સારી રીતે સિદ્ધ થઇ છે તે મટાડવા માટે આચાર્ય ચરણે અદ્વૈતની સાથે શુદ્ધ પદ વધારેલું છે.

शुद्धाद्वैतपदे ज्ञेयस्समासःकर्मधारयः ॥
अद्वैतंशुद्धयोःप्राहुःषष्ठीतत्पुरुषं बुधाः ॥ २७ ॥

શુદ્ધાદ્વૈત એ પદમાં કર્મધારય સમાસ જાણવો તે નિચે પ્રમાણે शुद्धंचतदद्वैतंचशुद्धाद्वैतं અથવા તો शुद्धयोः अद्वैतंशुद्धाद्वैतं ॥ એવી રીતે ષષ્ઠીતત્પુરૂષ સમાસ થાય છે, આમાં પ્રથમ કર્મધારય સમાસમાં એવો અર્થ છે કે, શુદ્ધ એવું જે અદ્વૈત તે શુદ્ધાદ્વૈત કહેવાય છે અને ષષ્ઠી તત્પુરૂષમાં એવો અર્થ છે કે, શુદ્ધએવા એટલે માયા રહિત જે ઇશ્વર અને તેમાંથી અંશરૂપે થયેલા જીવ તેની ઐક્યતા.

मायासंबंधरहितं शुद्धमित्युच्यते बुधैः ॥
कार्यकारणरूपं हि शुद्धं ब्रह्म न मायिकं ॥ २८ ॥

વિદ્વાનો જેમાં માયાનો સંબંધ ન હોય તેને શુદ્ધ એમ કહેછે, એટલા માટે કાર્ય ( જગત્ ) કારણરૂપ બ્રહ્મ શુદ્ધ છે, કારણ કે તેમાં માયાનો લેશ પણ નથી.

इतिब्रह्मविदांहार्द्दं शुद्धाद्वैतंश्रुतेर्मतं ॥
तत्रोत्तमामध्यमाश्च कनिष्ठा अधिकारिणः ॥ २९ ॥

આવી રીતે શુદ્ધાદ્વૈતને બ્રહ્મવેત્તાએ મનથી કબુલ કરેલું છે અને શ્રુતિએ પણ કબુલ કરેલું છે તે શુદ્ધાદ્વૈતમાં ઉત્તમ મધ્યમ અને કનિષ્ઠ એવા ત્રણ અધિકારી છે.

तेषांप्रतीतिःप्रथम स्कंधे तु श्रीहुताशनैः ॥
इदंहिविश्वमित्यत्र सुबोधिन्यांनिरूपितं ॥ ३० ॥

શ્રી આચાર્ય ચરણે પ્રથમ સ્કંધમાં इदंहिविश्वंभगवानिवेतरो यतो जगत्स्थाननिरोधसंभवाः ॥ तद्धिस्वयंवेदभवांस्तथापिवे

प्रादेशमात्रंभवतःप्रदर्शितं॥ જગત્રૂપ આપથી વિશ્વની રચના પાલન અને સંહાર થાય છે અર્થાત્ જગત્રૂપ આપજછો તે તો સર્વ આપ જાણોછો તોપણ આપને જરા જણાવ્યું. આ શ્લોક ઉપર સુબોધિની નામની ટીકામાં ઉત્તમ મધ્યમ અને કનિષ્ટની ઓળખાણ બતાવેલી છે.

सर्वं ब्रह्मैव तत्राद्ये द्वितीये भगवानूयथा ॥
तथा विश्वमिदंसर्वं ब्रह्मकार्यं निजेच्छया ॥ ३१ ॥

ઉપર ભાગવતના શ્લોકનો અર્થ એવો છે કે આ વિશ્વ ભગવાનનું સ્વરૂપ છે જે ઈશ્વરથી જગત્ ઉત્પન્ન થાયછે તેનું પાલન પણ ઇશ્વરજ કરે છે અને લય પણ ઈશ્વર વિષે થાય છે આમાં આ વિશ્વ આખું બ્રહ્મ છે એમ જાણનારા ઉત્તમ અધિકારી જાણવા અને બીજા વર્ગના અધિકારીઓ જેવા ઈશ્વર છે તેવી રીતે આ આખું વિશ્વ છે અને પરબ્રહ્મે પોતાની ઇચ્છાથી બનાવેલું છે. આમ માને છે.

कार्यरूपेणभेदोहि नभेदः कारणात्मना ॥
भेदस्तत्रह्यभेदोत्र तादात्म्यंपरिकीर्तितं ॥ ३२ ॥

તે પક્ષમાં ઈશ્વરમાં અને જગત્માં કાર્યરૂપે ભેદ છે પરંતુ કારણરૂપે તો સઘળું એકજ છે કાર્યરૂપે ભેદ માને છે અને કારણરૂપે ઐક્યતા માને છે અર્થાત્ તેરૂપ છે આમ સાદૃશ્ય બતાવ્યું—

तृतीयेभगवानूभिन्नो जगतः कर्तृतः स्फुटं ॥
इति द्वैतप्रतीतिस्तु श्रुतिबाधान्नगृह्यते ॥ ३३ ॥

ત્રીજા પક્ષમાં ભગવાન્ જગત્થી જુદા છે કારણ કે તે કર્ત્તા છે એ વાત પ્રસિદ્ધ છે આવી રીતે દ્વૈત થાય છે માટે તેમાં શ્રુતિનો બાધ આવેછે તેથી અમે તે સ્વીકાર કરતા નથી.

शुद्धाद्वैतविदां या हि प्रतीतिःसोत्तमामता ॥
भेदाभेदप्रतीतिस्तु मध्यमानां प्रकीर्तिताः ॥ ३४ ॥

આમાં ઉત્તમ માન્યતા શુદ્ધાદ્વૈત વેત્તાની છે અને ભેદાભેદવાદિની માન્યતા મધ્યમ છે.

अतोहिमध्यमः पक्षः शुद्धाद्वैतानुरोधतः ॥
बोधायबहुसंदर्भे गोस्वामिपुरुषोत्तमैः ॥
श्रीमदाचार्यचरणै र्यत्रकुत्रापिदर्शितः ॥ ३५ ॥

એટલામાટે મધ્યમપક્ષ શુદ્ધાદ્વૈતના મતને અનુસરનારો હોવાથી ગોસ્વામી શ્રીપુરૂષોત્તમજી મહારાજે અને આચાર્યવર્ય શ્રીવલ્લભાચાર્યે ઘણા ગ્રંથોમાં કોઇક જગોએ જાણવા માટે દેખાડેલો છે.

**निंबार्कभास्कराचार्यौ भेदाभेदनिरूपकौ ॥ ३६ ॥**

નિંબાર્ક અને ભાસ્કર આચાર્ય ભેદાભેદ નિરૂપણ કરનારા છે.

**तत्राद्यानां वास्तवस्स भास्कराणामुपाधितः ॥**
**तत्राद्ये वास्तवो भेदो माध्वाचार्यवदेवहि ॥ ३७ ॥**

નિંબાર્ક અને ભાસ્કર એ બંનેમાં નિંબાર્ક જીવ અને ઈશ્વરનો ભેદ ખરો છે એમ માને છે અને ભાસ્કરમતાનુયાયીઓ જીવ અને ઇશ્વ-રમાં ઉપાધિ વડે ભેદ માને છે તેમાં પ્રથમ નિંબાર્ક જે ભેદ માને છે તે ભેદ માધ્વાચાર્યની પેઠે અનાદિ માને છે અર્થાત્ વચમાં માયાનું આ-વરણ નથી જીવ અને ઇશ્વર એ અનાદિ કાલથી જુદાજ છે.

***विभीन्नांशास्सदाजीवा नस्वांशा इति निश्चयः ॥**
**अभेदश्चित्वसाधर्म्या देवंतेषांमतस्थितिः ॥ ३८ ॥**

મધ્વ વિગેરે મતની એવી માન્યતા છે કે જીવો હંમેશાં જુદા અંશ છે પરંતુ તે પરબ્રહ્મના પોતાના અંશ નથી પણ જીવમાં જે ચૈતન્ય છે એ ચેતન્ય ધર્મવડે ઈશ્વર સાથે તેની ઐક્યતા છે.

**कनिष्ठा साप्रतीतिस्तु नास्मन्मतमवेक्ष्यते ॥**
**अभेदोवास्तवःस्वांशाजीवा इति निजेमते ॥ ३९ ॥**

અમારા મતમાં ममैवांशो મારાજ અંશ છે એવા વચનથી જીવ એ પરબ્રહ્મના અનાદિ કાળથી અંશ છે વસ્તુતાએ એકજ છે. એ-ટલા માટે મધ્વ વિગેરેની જે કનિષ્ઠ માન્યતા તે અમે સ્વીકરતા નથી.

**भेदःकार्यतयाजातः क्रीडार्थेतु हरीच्छया ॥**
**पश्चाल्लये कारणे हि स्थितिर्दृष्टा यथामृदि ॥ ४० ॥**

જ્યારે ભગવાન વિષ્ણુને ક્રીડા કરવાની ઈચ્છા થઇ ત્યારે તે કાર્ય-રૂપે થયા ત્યારે ભેદ થયો પરંતુ જ્યારે કારણમાં તેનો લય થાય છે ત્યારે માટીમાં જેમ ઘડા વિગેરે રહેલા છે તેમ બ્રહ્મમાં સઘળું વિશ્વ રહેલું છે.

---

* મધ્વના મતમાં સ્વાંશ એટલે નૃસિંહ વામન વિગેરે અને તે-નાથી જુદા અંશ તે જીવ મનાય છે. એટલામાટે જીવને જુદા અંશ ગણે છે પણ આપણામાં તો જીવ બ્રહ્મરૂપજ છે.

पूर्वावस्थातु मृद्रुपा घटावस्थाततोभवत् ॥
घटोपि मृत्तिकारुपो लये पश्चात्तु मृत्तिका ॥ ४१ ॥

પ્રથમ અવસ્થામાં માટી હોય છે અને પછી તે ઘટની અવસ્થામાં આવે છે અંતે જ્યારે ઘડાનો માટીમાં લય થાય છે ત્યારે તે માટી રૂપે રહે છે એવી રીતે પ્રથમ જગત બ્રહ્મરૂપે હતું અને અંતે પાછું જગત્ બ્રહ્મરૂપે બ્રહ્મમાં લય થઈને રહે છે.

कार्यकारणयोरैक्यं स्वमते न परेमते ॥
नैवार्केनेदृशोमार्ग इतिबोद्धव्यमंजसा ॥ ४२ ॥

માટે અમારા શુદ્ધાદ્વૈતમાં કાર્ય અને કારણ એકજ છે બીજાના મતમાં એમ નથી ભાસ્કર મતમાં પણ અમારા મત પ્રમાણે નથી એમ સ્પષ્ટ જાણી લેવું:—

सोपाधिकोभास्करे हि स्वस्माद्भिन्नस्तु सर्वथा ॥
भेदपक्षे तु जीवानांसुखदुःखादिदानतः ॥ ४३ ॥
वैषम्यनैर्घृण्य इति दूषणेद्वे परे स्थिते ॥

ભાસ્કર મતમાં પણ ઉપાધિને લીધે ભેદ માને છે માટે તે સર્વથા અમારાથી જુદોજ છે માટે ભેદવાદીના મતમાં જીવોને સુખ અને દુ:ખ આદિના દેનારા ઇશ્વરમાં વિષમતા અને ક્રૂરપણુ એવાં બે દૂષણ આવે છે.

अनादिकर्मचाश्रित्य समाधानेत्वनीशता ४४ ॥

કદી અનાદિ કર્મને લીધે જો સુખ અને દુ:ખ મળે છે એમ સમાધાન કરશો તો ઈશ્વરમાં ઈશ્વરતા (સમર્થપણાં) ની હાની આવશે.

अत्रापिशांकराःशैवा माध्वारामानुजादयः ॥
निंबार्कभास्कराभिक्षुर्येन्ये ते दोषसंश्रिता ॥ ४५ ॥

ત્યારે આંહી શંકર મતને અનુસરનારા, શિવઉપાસક, મધ્વમતાનુયાયી, રામાનુજ, નિંબાર્ક, ભાસ્કર, ભિક્ષુમત અને બીજા છે તે સઘળાના મત દોષવાળા છે.

आत्मसृष्टेर्न वैषम्यं नैर्घृण्यं चापि विद्यते ॥
श्रीमदाचार्यचरणै र्निबंधयिदमीरितं ॥ ४६ ॥

પરંતુ ઇશ્વરને પોતાની સૃષ્ટિમાં વિષમતા અથવા નિર્દયતા હોય નહિ આમ શ્રીમાન્ આચાર્ય ચરણે નિબંધમાં જણાવેલું છે.

श्रीमत्प्रभुवरै र्विद्वन्मंडनेपि निरूपितं ॥
रमणार्थमिदं विश्व मुच्चनीचादिभावतः ॥ ४७ ॥

**आत्मरूपंचेकाराता हरिर्यस्मान्नदूषणं ॥**

શ્રીમાન્ વિઠ્ઠલનાથજી મહારાજે વિદ્વન્મંડનમાં આ વિષે નિરૂપણ કરેલું છે કે વિષ્ણુએ પોતાની ક્રીડા કરવામાટે ઊંચ અને નીચ આદિ પદાર્થવાળા જગત્ રૂપ પોતે થયા એટલા માટે તેમાં રહેલા જીવને સુખ અને દુઃખ હોય તેથી હરિમાં વિષમતા રૂપ દૂષણ આવે નહિ. કારણ કે કોઇ પણ પોતે પોતાના સ્વરૂપમાં વૈષમ્યતાથી કે ક્રૂરભાવથી કદિ પણ વર્તે નહિ.

**शक्तिशक्तिमतोर्भेदाभेदोयस्सनबाधकः ॥ ४८ ॥**

શક્તિ અને શક્તિમાન્માં જે ભેદ અને અભેદ કહેલો છે તે કંઇ બાધ કરનારો નથી.

**तत्रभेदोनचैवास्ति शक्तेर्ब्रह्मत्वनिश्चयात् ॥**
**भिन्नत्वेतुजडत्वंस्या द्भेदोयोबोधनायसः ॥ ४९ ॥**

કારણ કે શક્તિ એ શક્તિમાન્નો અંશ છે માટે તે એકજ છે કારણ કે શક્તિ એ બ્રહ્મનું રૂપ છે એમ નિશ્ચય કરેલો છે જો બ્રહ્મથી શક્તિ જુદી હોય તો શક્તિ જડ હોવી જોઇએ પણ ચૈતન્ય ધર્મવાળી હોવાથી શક્તિ એ પરબ્રહ્મનુંજ રૂપ છે પરંતુ તેનો જે ભેદ કહ્યો છે તે તો કેવળ જણાવવા માટેજ છે.

**धर्मधर्मिविचारेपि ज्ञेयमेवं विचक्षणैः ॥**
**प्रकाशाश्रयदृष्टांतेऽप्यभेदो बोध्यते किल ॥ ५० ॥**

ધર્મ અને ધર્મી એના વિચારમાં પણ વિદ્વાનોએ એકજ ભાવ જાણવો કારણ કે જે ધર્મ છે તે ધર્મિ વગર રહિ શકતો નથી જેમ પૃથ્વિત્વં પૃથિવીપણું એ ધર્મ પૃથિવીમાં છે તે પૃથિવીથી જુદો નથી પણ તેમાંજ રહે છે. વળી પ્રકાશ એ પોતાના આશ્રયભૂતસૂર્ય આદિથી જુદો નથી પરંતુ તે રૂપ છે એ દૃષ્ટાંત ઉપરથી શક્તિ અને બ્રહ્મનો અ-ભેદ જણાય છે.

**अरूपवत्सूत्रवाक्ये धर्माणामपिब्रह्मता ॥**
**निरूपिता प्रभुवरैःश्रीविद्वन्मंडने स्फुटं ॥ ५१ ॥**
**अथ श्रीमन्निजाचार्यै र्निबंध इदमीरितम् ॥**

अरूपवदेव हि तत्प्रधानत्वात् એ સૂત્રમાં अरूपवत् એ વાક્યનો એવો અર્થ છે કે કર પાદ આદિથી જે કંઇ વ્યવહાર બને છે તે પણ સર્વ બ્રહ્મમય છે. કારણ કે સર્વ વેદાંતમાં મુખ્ય બ્રહ્મનું પ્રતિપાદન કરેલું

છે અને કર પાદ આદિ પણ પરબ્રહ્મ રૂપ છે કારણ કે सर्वेवेदायत्पदमामनंति સર્વ વેદો જેના ચરણને વખાણે છે એ શ્રુતિમાં સ્પષ્ટ લખેલું છે આ ઉપરથી ચરણાદિ પણ બ્રહ્મરૂપ છે એ વિષે શ્રીવિઠ્ઠલનાથજી મહારાજે વિદ્વન્મંડન નામના ગ્રંથમાં સ્ફુટ જણાવેલું છે. માટે હું નથી લખતો.

यःसर्वत्रैव संतिष्ठन्नंतरः संस्पृशेन्न तत् ॥
शरीरं तं नवेदेत्थं योनुविश्य प्रकाशते ॥ ५२ ॥

શ્રીમાન્ શ્રીવલ્લભાચાર્યે નિબંધમાં આમ કહ્યું છે કે જે સર્વત્ર અંદર રહે છે પરંતુ પૃથિવી આદિ તેનો સ્પર્શ કરી શકતાં નથી અર્થાત્ લોક માફક પરમેશ્વર સુખ અનેદુઃખના ભોક્તા નથી પૃથ્વીથી થયેલાં શરીર પરબ્રહ્મને ઓળખી શકતાં નથી પણ પરબ્રહ્મ તેથી થયેલાં શરીરમાં પ્રવેશ કરીને પ્રકાશ કરે છે

इतितेन शरीरन्तु हरेस्तु चिदाचित्स्मृतं ॥

આવી રીતે હરિનું શરીર ચૈતન્ય અને જડ બન્ને છે એમ શ્રુતિ સ્મૃતિમાં જણાવેલું છે.

जडजीवान्तःस्थितानां भेदे वस्तुनिरूपणैः ॥५३॥
तत्त्वत्रयं समायाति विशिष्टाद्वैतवादिनां ॥
रामानुजानामितिचे न्नदोषोस्मन्मते शृणु ॥ ५४ ॥

જડ (માયા,) જીવ અને ઇશ્વર આમ ભિન્ન વસ્તુનું નિરૂપણ કરવાથી વિશિષ્ટાદ્વૈત વાદી રામાનુજોના મતમાં ત્રણ તત્વ ઉપર કહેલાં આવે છે પરંતુ તેથી અમારા કહેવા પ્રમાણે અમારા મતમાં દોષ આવતો નથી તે સાંભળો.

जडजीवांतरात्मान इतिकार्यभिदाश्रिता ॥
बहुस्यान्तुप्रजायेयेत्यादि श्रुतिषु वर्णनात् ॥ ५५ ॥

જડ (માયા) જીવ અને અંતરાત્મા આ રીતે તેણે કાર્યમાં ભેદનો આશ્રય કરેલો છે પરંતુ एकोहंबहुस्यां વિગેરે શ્રુતિ વર્ણન કરે છે કે હું એક છું તે બહુ રૂપે થાંઉ.

नकारणे भिदाज्ञेया तत्रैकोहं निरूपणात् ॥
आत्मैवेदमग्रआसी दित्यादिषु च दर्शनात् ॥ ५६ ॥

પરંતુ કાર્યકારણમાં ભેદ માનવો નહી કારણ કે આ ઉપરની શ્રુતિમાં अहं (હું) પદનિરૂપણ કરવાથી કારણ અને કાર્યમાં ભેદ આવતો

નથી વળી आत्मैवेदमग्रआसीत् પ્રથમ આત્માજ હતો, વિગરે શ્રુતિઓમાં પણ સ્પષ્ટ દેખાય છે. કે પ્રથમ ઇશ્વરજ હતા. અને તે વિશ્વરૂપ થયા.

तत्रैकाकी नरमते द्वितीयेच्छा निरूपिता ॥
श्रुतिविद्भिरतोज्ञेयं ब्रह्मैकं नान्यदेवहि ॥ ५७ ॥

ઇશ્વર એકલા ન રમે માટે બીજી તેની ઈચ્છા—માયા થઈ તેમ શ્રુતિવેત્તાએ જણાવ્યું છે માટે એક બ્રહ્મજ છે બીજું કંઇ પણ નથી. એમ જાણી લેવું.

अन्यस्य चस्थितौ तत्र द्वितीयस्यच संभवात् ॥
रमणार्थं द्वितीयेच्छा श्रुत्युक्ता भग्नतामियात् ॥५८॥

ઇશ્વર અને તેની સાથે બીજું કોઈ સંભવે છે તેથી બીજી વસ્તુ અનાદી છે એમ ગ્રહણ કરીએ તો શ્રુતિમાં કહ્યું છે કે હરિએ રમવા માટે બીજી માયા બનાવી. તે વાત ખોટી પડે.

एकोहमित्यपि मुधा तस्माछ्रुतिविरोधतः ॥
तत्वत्रयं कारणेहि त्याज्यमेवविचक्षणैः ॥ ५९ ॥

વળી एकोहंबहुस्यां હું એક બહુ રૂપે થાઉં આ શ્રુતિમાં પણ વિરોધ આવશે માટે વિદ્વાનોએ ત્રણ તત્વ જગતનું કારણ છે એ અંગીકાર કરવું નહિ. પણ ત્યાગજ કરવું

यत्र येनेतिपद्येतु निबंधेषु निरूपितं ॥
प्रकृतिःपुरुषश्चैव कालश्चहरिरेवहि ॥ ६० ॥

यत्रयेन એ ભાગવતના દશમ સ્કંધના શ્લોકમાં પ્રકૃતિ પુરૂષ અને કાલ એ હરિરૂપજ છે એવું નિરૂપણ કર્યું છે અને તે પદ્ય ઉપર આચાર્યચરણે નિબંધમાં બહુ લખ્યું છે. અને છેવટે શુદ્ધ બ્રહ્મનું નિરૂપણ કર્યું છે.

एकमेवाद्वितीयं तु ब्रह्म सवत्र रूप्यते ॥
सर्वत्रैवेतिपद्ये गोस्वामि श्रीपुरुषोत्तमैः ॥ ६१ ॥

બ્રહ્મ એકજ છે પણ બે રૂપ નથી. આમ સર્વત્ર બ્રહ્મનું નિરૂપણ કર્યું છે વળી यःसर्वत्रैवसंतिष्ठन् એ શ્લોકના આવરણભંગમાંમહારાજ શ્રી પુરૂષોત્તમજી મહારાજે સર્વત્ર एकमेवाद्वितीयंब्रह्म કેવળ એકજ બ્રહ્મ છે આમ નિરૂપણ કર્યું છે.

सृष्टिकाले भगवतः शरीरं चिदचित्स्मृतं ॥
अंतर्यामिण एतेन विशिष्टाद्वैतमेव यत् ॥ ६२॥
तदेकदेशि विज्ञेयमित्युक्तं तैर्विचक्षणैः ॥
शैवोप्येतेन विध्वस्तो यतस्तस्कर एव हि ॥ ६३ ॥

અંતર્યામિ ભગવાનનું શરીર સૃષ્ટિકાળમાં જડ અને ચૈતન્ય મય છે એ ઉપરથી વિશિષ્ટાદ્વૈત મત એક દેશી છે આમ વિદ્વાનોએ નિરૂપણ કરેલું છે જ્યારે રામાનુજનું ખંડન થયું ત્યારે શૈવ મતનું તો પોતાની મેળેજ ખંડન થાય છે. કારણ કે શૈવ પણ કહેછે કે मायांतुप्रकृतिविद्यान् मायिनंतुमहेश्वरं માયાને પ્રકૃતિ જાણવી અને મહેશ્વરને માયાનાસં-બંધવાળા જાણવા એમ કહીને અર્ધ શ્લોકમાં तस्यावयवभूतेन व्याप्तं-सर्वमिदंजगत् । તે ઇશ્વરના અંશથી આખું જગત્ વ્યાપેલું છે આમ કહ્યું છે આ ઉપરથી શૈવનું પણ ખંડન થયું કારણકે તેણેપણ રામાનુજના મતની ચોરી કરી છે.

मायोपाधिककर्तृत्वं भैक्षवे दृश्यते तु यत् ॥
तन्मायिवादध्वस्तेन ध्वस्तप्रायं विशेषतः ॥ ६४ ॥

ભિક્ષુમતમાં કર્તામાયોપાધિવાળો છે એમ કહ્યું છે એટલા માટે માયાવાદીના મત ખંડનથી ભિક્ષુ મતનું ખંડન વિશેષે થઇ ગયું.

शाक्तानां तु मते ब्रह्म विश्वोपादानमेव हि ॥
निमित्तकारणं शक्तिर्विकारित्वभयादतः ॥ ६५ ॥

શક્તિના મતમાં તો બ્રહ્મ જગત્નું ઉપાદાન કારણ છે. અને નિમિત્તકારણ શક્તિ છે આમ ગ્રહણ કરવાથી બ્રહ્મમાં વિકારપણું આવે છે. કારણ કે માયાવડે બ્રહ્મને જગત્રૂપ થવું પડે છે.

तत्रात्मनो विकारित्वं श्रुतिशास्त्रविरोधि हि ॥
प्रकृतिर्ह्यस्योपादानमाधारः पुरुषः परः ॥ ६६ ॥
सतोभिव्यंजकः कालो ब्रह्मतत्त्रितयं त्वहं ॥
इति भागवते पद्ये उपादानत्वमीरितं ॥ ६७ ॥

પરંતુ શ્રુતિ બ્રહ્મને અવિકારી કહે છે માટે પરમાત્માને વિકારી ઠરાવવા એ વેદ અને શાસ્ત્રથી વિરૂદ્ધ છે. શ્રીમદ્ભાગવતના એકાદશ-સ્કંધમાં જગત્નું ઊપાદાન કારણ માયા આધાર પરમાત્મા અને કાર્ય ને જણાવનારો કાલ આ ત્રણ વસ્તુ મારૂં સ્વરૂપ છે અને હું બ્રહ્મછું આવી રીતે ભગવાને જગત્નું ઊપાદાન કારણ માયાને કહેલું છે.

**तद्विरुध्येत मम तु ब्रह्मतो न पृथक्त्वसा ॥**
**मरुत्त्वमिति पद्ये तु शंकराणां तु शांभवी ॥ ६८ ॥**
**परिणामं तु संप्राप्तेत्युक्तेर्बाधःप्रसज्यते ॥**

માટે અમારા મતમાં માયા વાદ વિરોધ વાળો છે અમે બ્રહ્મથી માયાને જુદી માનતા નથી વળી શંકરાચાર્યે પોતાની સુંદર લહરીમાં मरुत्वं व्योमत्वं महदासि मरुत्सारथीरासि એ શ્લોકમાં શક્તિ સર્વ જગત્રૂપે પરીણામ પામેલી છે એમ કહેલું છે માટે ઉલટી તેના મતમાં પણ ઉપાદાન કારણ માયા ઠરે છે તેથી તેનામાં બાધ આવે છે.

**पवनमयि पावकमयि क्षोणिमयि गगनमयि कृपीटमयि रविमयि शक्तिमयि दिङ्मयि समयमयि प्राणमयि शिवे पाहि ॥ ६९ ॥**

હે પવનમયિ હે અગ્નિમયિ હે પૃથ્વીમૂર્તિ હે આકાશમયિ હે અગ્નિરૂપ હે સૂર્ય મયિ હે શક્તિ હે દિશામૂર્તિ હે સમયમયિ હે પ્રાણરૂપ પાર્વતિ મારૂં રક્ષણ કરો.

**इति दुर्वाससा प्रोक्तं सर्वात्मत्वं विरुध्यते ॥**
**सर्वोपनिषदो या हि ब्रह्मतत्वनिरूपिकाः ॥ ७० ॥**

આવી રીતે લલિતા સ્તવમાં દુર્વાસાએ કહ્યું છે પરંતુ માયા કંઇ સર્વરૂપ નથી અને જો તેમ કહે તો શ્રુતિમાં વિરોધ આવે કારણ કે ઉપનિષદ્ માત્ર જે છે તે બ્રહ્મ તત્વને જણાવનારાં છે.

**नास्ति शक्तेर्वर्णनं हि कारणत्वं तु दूरतः ॥**
**व्यासैस्तु प्रकृतेः सर्वे कारणत्वं तिरस्कृतं ॥ ७१ ॥**

જગતનું કારણ શક્તિ નથી તે વાત એક તરફ રહી પણ શક્તિનું કોઈ ઠેકાણે વર્ણન પણ કર્યું નથી વળી ભગવાન્ વેદવ્યાસે પ્રકૃતિ સર્વનું કારણ છે એમવાત ક્યાંઈપણ સ્વીકારી નથી.

**ब्रह्मणःसमवायित्वनिमित्तत्वे निरूपिते ॥**
**ऋग्वेदे तु यतो देवीसूक्तमस्ति तु तत्र हि ॥ ७२ ॥**

પરબ્રહ્મ આ જગતના સમવાયી કારણ અને નિમિત્ત કારણ છે આમ નિરૂપણ કરેલું છે. એટલે ઘટમાં માટી પોતે નિમિત્ત કારણ છે કારણ કે માટી વગર ઘડો થાય નહી તેમ સમવાયી કારણ એટલે ઘડા રૂપ માટી તેમાં વ્યાપીને રહી છે પણ તેનાથી જુદી નથી એમ પર-

માત્માથી થયેલું અને તદ્રૂપ જગત્ છે. વળી ઋગ્વેદમાં દેવી સૂક્ત છે તેમાં કહ્યું છે કે

**अहमेव स्वयं वदामि जुष्टं देवेभिरुतमानुषेभिः ॥**
**यं कामये तं तमुग्रं कृणोमि तं ब्रह्माणं तमृषिं तं सुमेधां ॥**
**अहं सुवे पितरमस्य मूर्धन्मम योनिरप्स्वंतःसमुद्रे ॥७३॥**

દેવતા અને મનુષ્યોએ સેવેલા તે તે દેવને શંકર કરૂં બ્રહ્મા કરૂં ઋષિ કરૂં ને સરસ્વતી કરૂં. ને રૂદ્રના પિતા બ્રહ્માને ઉત્પન્ન કરૂં છું મારૂ વીર્ય સર્વના મસ્તકમાં અને પાણીમાં સમુદ્રમાં રહેલા નારાયણ છે.

**एवं श्रुतौ तु देव्यादौ स्वकारणतयोदितः ॥**
**पयोधिशायी यो विष्णुः स उक्तोतो न सापरा ॥ ७४ ॥**

આવી રીતે દેવી સૂક્તમાં સમુદ્રમાં શયન કરનારા વિષ્ણુથી દેવીએ પોતાની પણ ઉત્પત્તિ બતાવી છે માટે માયાને તેનાથી જુદી સમજવી નહિ.

**उग्रः कपर्दी श्रीकंठ इति कोशाच्छिवः स्मृत ॥**
**अस्येति रुद्रो निर्दिष्टोऽहंरुद्रायेति वाक्यतः ॥ ७५ ॥**

અમરકોશમાં શિવનાં નામ उग्रः कपर्दी श्रीकंठः એવાં જણાવેલાં છે તેમાં રૂદ્ર એ શિવનું નામ છે વળી શ્રુતિમાં કહ્યું કે अहंरुद्रायधनुरातनोमि હું રૂદ્રનું ધનુષ ઉત્પન્ન કરૂં છું આવાં પ્રમાણોવડે જલમાં શયન કરનારા વિષ્ણુ સર્વ જગત્ના કર્તા છે પરંતુ માયા નથી,

**प्रक्रांतत्वात्पिता ब्रह्मा तद्योनिः शक्तिरेवहि ॥**
**तस्यास्तु जनको विष्णुः सिंधुशायी निरूपितः ॥ ७६ ॥**

પ્રકરણ પ્રમાણે જગત્ પિતા બ્રહ્મા ને ઉત્પન્ન કરનારાં શક્તિ અને તે શક્તિના ઉત્પન્ન કરનાર સમુદ્રશાયી વિષ્ણુ છે આમ નિરૂપણ કરેલું છે.

**अस्माकंव्यासचरणैर्यदुक्तं न ततोन्यथा ॥**
**अथातोब्रह्मजिज्ञासेत्युक्तातल्लक्षणेनहि ॥ ७७ ॥**

ભગવાન વેદવ્યાસે જે કહ્યું છે તેથી અમારા મતમાં જુદું નથી અર્થાત્ તેમજ છે વ્યાસે अथातोब्रह्मजिज्ञासा કર્મજ્ઞાન પછી બ્રહ્મ જાણવાની ઈચ્છા કરવી એમ કહી તે સૂત્રના સંબંધમાં આગળ.

**जन्माद्यस्येत्यादिसूत्रैः कारणंब्रह्मकीर्तितं ॥**
**तंत्रशास्त्रेण चेद्ब्रूषे तदवैदिकसंमतं ॥ ७८ ॥**

જન્માદ્યસ્યયત: જેથી જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લય વિગેરે થાય છે. આવી રીતે સૂત્રોવડે જગત્નું કારણ બ્રહ્મ છે આમ કહ્યું છે જો તંત્રશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે તું કહે તો અમારે તે માન્ય નથી. કારણકે તે વેદમાં માન્ય ગણાતું નથી માટે તે આમારે કબુલ નથી.

**वेदाः श्रीकृष्णवाक्यानि व्याससूत्राणि चैव हि ॥**
**समाधिभाषा व्यासस्य प्रमाणं तच्चतुष्टयं ॥ ७९ ॥**

અમારે વેદ શ્રીકૃષ્ણ ભગવાનનાં વાક્ય (ગીતા વિગેરે) વ્યાસ સૂત્ર અને ભાગવત વિગેરે ચાર પ્રમાણ છે.

**एतद्विरुद्धं यत्सर्वं तन्मानं न कथंचन ॥**
**इतिश्रीमन्निजाचार्यै रुक्तंतंत्राणि न प्रमा ॥ ८० ॥**

એ ચારથી જે વિરૂદ્ધ તે સઘળું અમારે જરાપણ પ્રમાણ નથી આમ અમારા આચાર્ય શ્રી વલ્લભાચાર્યજીએ કહ્યું છે માટે અમારે તંત્રો પ્રમાણ નથી.

**श्रीमदाचार्यचरणैरत एवनिरूपितं ॥**
**शाक्तास्तांचेत्ततोब्रूयूस्ते सन्मार्गाद् बहिष्कृताः ॥ ८१ ॥**

અને એટલામાટે શ્રીમાન આચાર્ય ચરણે તે વિષે નિરૂપણ એટલે નિશ્ચય કરેલો છે શાક્તો કદિ તંત્રમંત્ર મતનું પ્રમાણ આપશે તો તેને તો શાસ્ત્રમાં સન્માર્ગમાંથી ભ્રષ્ટ કરેલા છે કારણકે અસન્માર્ગના ઉપદેશ કરનારા છે. માટે તે અમારે માન્ય નથી.

**इति सर्वेषु मार्गेषु दोषास्संति ततो हरिं ॥**
**शुद्धाद्वैतावलंबेन भजेत सुविनिश्चितम् ॥ ८२ ॥**

આવી રીતે સઘળા માર્ગમાં દોષ છે માટે શુદ્ધાદ્વૈત માર્ગને અનુસરી સારી રીતે ભક્તિથી જાણેલા એવા હરિની સેવા કરવી.

**चेतस्तत्प्रवणं सेवा फलरूपा तु मानसी ॥**
**तत्सिद्ध्यर्थं देहवित्तजनिः कार्या ततो भवेत् ॥ ८३ ॥**

શ્રી હરિમાં મન પરોવવું તેનું નામ માનસીકસેવા તે ફળ આપનારી છે. તે માનસિક સેવાની સિદ્ધિ માટે શરીર અને ધનથી સેવા કરવી.

**संसारदुःखनाशो हि ब्रह्मतत्त्वावबोधनम् ॥**
**ब्रह्मज्ञस्य परमाप्तिरानंदब्रततौ स्फुटा ॥ ८४ ॥**

તેમાનસી સેવા કરવાથી સંસારનાં દુઃખ માત્રનો નાશ થાય છે, અને બ્રહ્મતત્વનો બોધ થાય છે. અને પરબ્રહ્મને જાણનાર પરંપદને પામે છે. તે વિશે આનંદ વલ્લી ઉપનિષદ્માં જણાવ્યું છે કે **सत्यं ज्ञान मनंतं ब्रह्म** સત્ય, જ્ઞાન, અનંત પરમાત્મા છે. તે આનંદમય પરબ્રહ્મની સ્ફુટ પ્રાપ્તિ થાય છે.

**मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते ॥**
**इति वाक्यात्तु भक्तानामविद्या विनिवृत्तितः ॥ ८५ ॥**
**अलौकिकाकारसिद्ध्यै प्रवेशो हरिणोदितः ॥**

જે મારે શરણે આવે છે તે મારી માયાને તરી જાય છે આ વાક્યવડે એમ જણાવે છે કે હરિ ભક્તનું જે અજ્ઞાન તે દૂર કરી અલૌકિકસ્વરૂપની સિદ્ધિમાટે ભક્તને પોતાના સ્વરૂપમાં પ્રવેશ કરાવે છે

**अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुःपरमांगतिं ॥ ८६ ॥**

જેને અવ્યક્ત ને અક્ષર એમ કહેછે તેનેજ પરમ ગતિ સમજવી.

**यं प्राप्यननिवर्तंते तद्धाम परमं मम ॥**
**इतिवाक्येन भगवद्गृहं ब्रह्म प्रकीर्तितं ॥ ८७ ॥**

તે પછી તરત જણાવ્યું કે જ્યાં જવાથી ફરીને જીવ પાછો આવે નહીં તે ઉત્તમ ધામ મારૂં છે આ વાક્ય ઉપરથી ભગવાનના ધામને પરબ્રહ્મ જણાવ્યું.

**पुरुषःसपरःपार्थ भक्त्या लभ्यस्त्वनन्यया ॥**
**इत्यग्रिमेणवाक्येन गेहाधीशो निरूपितः ॥ ८८ ॥**

તે પછી હે પાંડવ જે એકાંત ભક્તિવડે જણાય છે તે પુરૂષને પરમાત્મા જાણવા આમ ગીતામાં આગળ વાક્ય કહેલું છે તે ઉપરથી પરમાત્માને પરપ્રાપ્તિરૂપી ધામના ઉપરી ઠરાવ્યા છે.

**भक्त्यालाभोहिनिर्दिष्टो भक्तिश्चाचार्यसंश्रयात् ॥**
**श्रीमदाचार्यचरण भजनादेव नान्यथा ॥ ८९ ॥**

પરબ્રહ્મની પ્રાપ્તિ ભકિત વડે થાય છે અને ભક્તિ આચાર્યના ચરણ આશ્રયથી મળે છે શ્રીમાન્ આચાર્યચરણની સેવા કરવાથીજ ભક્તિ થાય છે તેવગર કદીપણ ભક્તિ થતી નથી.

ब्रह्मभावं तु संपाद्य परमानुग्रहाद्विभुः ॥
गृहस्थितं स्वीयजीवं समुद्धरतियत्नतः ॥ ९० ॥

પરમાત્મા પોતાને વિષે રહેલા જીવ ઉપર પૂર્ણ અનુગ્રહ કરી તેને પ્રથમ બ્રહ્મરૂપ કરી પોતાના સ્વરૂપમાં રહેલા પોતાના ભક્તનો ઉદ્ધાર કરી તેને ભક્તિમાં સ્થાપે છે યત્નથી તેનો ઉદ્ધાર કરે છે.

उद्धृतौ परमक्लेशो विरहानलसंभवः ॥
यदादेहादिनाशायसमर्थोजायतेतदा ॥ ९१ ॥
निजं श्रीमत्कृष्णचंद्रः स्वाधिकारानुसारतः ॥
परमानंदलीलांतामनुभावयतिस्वभुः ॥ ९२ ॥

જ્યારે ભક્તનોઉદ્ધાર કરે છે ત્યારે ભક્તને વિરહાગ્નિના તાપને લીધે અત્યંત ક્લેશ થાય છે પછી જ્યારે જીવ પોતાના શરીરનો ત્યાગ કરવાને સમર્થ થાય છે ત્યારેપરમાત્મા શ્રીકૃષ્ણચંદ્ર પોતાના અધિકાર પ્રમાણે પોતાના ભક્ત જીવને પોતાની પરમાનંદ લીલાનો અનુભવ કરાવે છે.

इति श्रीवल्लभाचार्य चरणाब्जकृपाभरात् ॥
प्राप्यते नान्यथाचैतद् ब्रह्मादीनांसुदुर्लभं ॥ ९३ ॥

આવી રીતે બ્રહ્મા આદિ દેવોને પણ ઘણું દુર્લભ અક્ષરધામ શ્રી વલ્લભાચાર્યના ચરણ કમળની કૃપા વડે મળે છે બીજાથી મળતું નથી.

येतुज्ञानैकसन्निष्ठा स्तेषांतुभयमेवहि ॥
भक्तानामेवभवति लीलास्वादोमुहुर्मुहुः ॥ ९४ ॥

જે કેવળ જ્ઞાનમાં સ્થિતિ કરીને રહેલા છે એટલે ભક્તિનો અ- નાદર કરી કેવળ જ્ઞાન માર્ગની ઉપાસના કરે છે. તેઓને ભયજ રહે છે પરંતુ અતિ દુર્લભ ભગવાનની લીલાનો લાભ વારંવાર ભક્તોને મળે છે.

इतिश्रीवल्लभाचार्य चरणाब्जप्रसादतः ॥
प्रोक्तं गिरिधरेणेदं पश्यन्तु हरिभावुकाः ॥ ९५ ॥

શ્રીમાન્ આચાર્ય વર વલ્લભાચાર્યના ચરણકમલના પ્રસાદવડે મે- ગિરિધરે આ કહ્યુ છે તે હરિ ઉપર પ્રેમ રાખનારા વૈષ્ણવો જુઓ.

सूर्योदयेशीतमपैति सर्वे मार्गावलोको जलजप्रकाशः ॥
तमोनिवृत्तिर्द्विजकर्मवृत्तिस्तथैव मार्तंडनिबंधबोधे ॥९६॥

જ્યારે સૂર્યનો ઉદય થાય છે ત્યારે સર્વ શીત દૂર થાય છે માર્ગ માત્ર નજરે પડે છે, કમલ પ્રકાશે છે, અંધારાનો નાશ થાય છે, અને બ્રાહ્મણનાં કર્મનો આરંભ થવા માંડે છે, તેમ આ શુદ્ધાદ્વૈત માર્તંડ પ્રબોધ થવાથી પણ જડતા દૂર થાય છે. સત્માર્ગ નજરે પડે છે હૃદય-કમલ પ્રકાશ પામે છે અજ્ઞાન દૂર થાય છે, અને બ્રાહ્મણનાં સત્ કર્મ પ્રવૃત્ત થાય છે.

इतिश्रीमन्मुकुंदराय सहज माधुरी परमाऽनिर्वचनीय सरस वदन तामरस सुधा त्वदावगाहि श्रीमदाचार्य कृपा पारसार श्रीमत् प्रभु चरणात्मज महाराज श्रीयदुनाथ कुलोद्भव गोस्वामि श्रीगोपाल जनुपा श्रीगिरिधरेणविरचितः शुद्धाद्वैतमार्तंडः समाप्तिमफाणित् ॥

ઇતિ શ્રીગોસ્વામી શ્રીગિરિધરજી મહારાજનો રચેલો શુદ્ધાદ્વૈતમાર્તંડ સમાપ્ત થયો.

श्रीजीर्णदूर्गवास्तव्यः । श्रीमद्धरिहरांगजः ॥
श्रीशुद्धाद्वैतमार्तंड व्याख्यांभावार्थदीपिकां ॥
विप्रो गूर्जरभापायां । प्राणैषीत्प्राणजीवनः ॥

જૂનાગઢમાં રહેનારા શ્રીમાન્ હરિહર (ઘેલારામ) ના પુત્ર શ્રી પ્રાણજીવન નામના બ્રાહ્મણે શ્રી શુદ્ધાદ્વૈત માર્તંડની ગૂજરાતી ભાષામાં આ ભાવાર્થદીપિકા નામની ટીકા રચી છે.

---

# अथ परिष्कार.

शुद्धाद्वैतविचारेण मायावादनिवर्तकान् ॥ श्रीमदाचार्यचरणान् प्रणमामिमुहुर्मुहुः ॥ १ ॥ अथ शुद्धाऽद्वैतस्य किंलक्षणमितिचेत् । इतरसंबंधानवच्छिन्नकार्यकारणादिरूप द्वित्वप्रकारकज्ञान प्रतियोगिताकाभावत्वमिति गृहाण अत्र द्वित्वप्रकारकज्ञान प्रतियोगिताकाभाववत्वमित्यनेनैवेतरसंबंधानवच्छिन्नत्वप्रतीतेरनवच्छिन्नांतविशेषणस्य किं प्रयोजनमितिचेत् सत्यं कार्यकारणादि पदार्थस्य मायिकत्वाभावाय तत्तद्विशेषणं ॥ शंकराचार्याणांमते मायाविद्योपाध्यवच्छिन्नेश्वरजीवरूप कारण

कार्ययोरशुद्धत्वात् ॥ अन्यथा तेषां मते कार्यकारणयोः शुद्धत्वेद्वैतापत्तिः ॥ अतएव स्वरूपलक्षणे सत्यादि पद-लक्ष्यमेवब्रह्म ॥ सर्वत्रैवहि वाक्यार्थो लक्ष्यएवेतिच स्थित इत्युक्तेः ॥ तत्रापि वदामः लक्षणायाः शक्य संबंधरूपत्वात्तस्य च द्वित्वनिष्ठत्वादब्रह्मणि सत्वेनवांता शित्वापातः ॥ अथ संबंधस्यापिमायिकत्वमितिचेत् ॥ लक्ष्यत्वरूपधर्मवत्त्वेनदोषस्तदवस्थः ॥ लक्ष्यत्वमपितथैव-माथिकंचेत् ॥ भद्रंलक्षणावैयर्थ्यं ॥ किंच ॥ लक्ष्यस्य तीरस्यागंगात्ववत् सत्यादिलक्ष्यस्यासत्यत्वादिपातः ॥ उपाधिवादस्यच श्रीमदाचार्यचरणादिभिः खंडितत्वा न्नेहतन्यते ॥ अथच संभवद्व्यभिचाराभ्यांस्याद्विशेषण-मर्थवदितिन्यायेन ॥ विशेषणस्येतरभेदकत्वे माया संबंधरा-हित्याभावादेव व्यावर्त्याभावादपीदमर्थविशेषणमितिचेत् । दत्तोत्तरत्वात् बोधाय निरूपणीयत्वेनेतरमतजन्यज्ञानस्य निरसनीयतत्वात् । किंच संध्याधिकरणानुरोधेन स्वाप्निक सृष्टेर्मायिकत्वेन तद्व्यावृत्त्यर्थं वा तत् । स्वाप्नसृष्टेरवा-स्तवत्वेनास्याः सृष्टेश्चवास्तविकत्वेन भेदोवैधर्म्याच्च न स्वप्नादिवदितिसूत्रादिभिर्व्यासचरणैरेव प्रतिपा-दितः । इतरसंबंधविशेषणं तु ब्रह्मणो धर्मधर्मिभाव संबंधावच्छिन्नतया तस्यापिनिरासे शांकरमतप्रवेशवार-णाय ॥ तर्हिधर्मधर्मिभावसंबंधांगीकारे द्वित्वप्रतियो गिताकाभावाभावादव्याप्तिरितिचेत् । धर्मधर्मिभाव-स्याभिन्नत्वस्य प्रकाशाश्रयवत् वातेजस्त्वादित्यादिसूत्रे निर्णीतत्वात् । परास्य शक्तिरित्यादिष्वभेदे एव षष्ठ्यंगीकारात् । एतेन भेदाभेदवादिनौ निंबार्कभा-स्कराचार्यौ प्रत्युक्तौ ॥ तत्राद्यस्य वास्तविकभेदाभेदत्वे

मध्वाचार्यस्येव भेदस्य वास्तविकतया द्वित्वप्रकारकेत्या-
दिना निरस्तत्वात् ॥ द्वितीयस्य त्वौपाधिकभेदाभेदे
भेदस्योपाधिकत्वेनेतरसंबंधेत्यादिना व्यावर्त्तत्वात् ॥
तर्हि अवच्छिन्नांतमेव तदितिचेत् शंकरमतापत्तिः अतः
कार्यादिति ॥ तर्हि रामानुजाचार्यमतेपि मायासंबंधाभा-
ववत् कार्यकारणयोरद्वैततया तन्मतप्रवेश इतिचे
च्छृणु ॥ तन्मते हि चिदचिद्विशिष्टस्य सूक्ष्मस्थूलस्य
कारणस्य कार्यस्यच सत्वेन आत्मैवेदमग्रआसीदित्यादि
श्रुत्याऽन्वितः कारणावस्थायां निषेधात् । केवलात्मनः
कारणतया ततो वैलक्षण्यं ॥ कार्यावस्थायामपि तेषां
मते परस्परभेदस्य वास्तविकत्वेन स्वमतेऽभेदस्य वा-
स्तविकत्वेनापि वैलक्षण्यं ॥ नचघटपटादीनामभेदो न सं-
भवतीति वाच्यम् ॥ सर्वेषां ब्रह्मोपादानस्यैकत्वेन तस्यै
वावस्थांतरत्वेनचाभेदात् । यथा सुप्तउत्थित उपविष्टच
पुरुषे अवस्थाभेदेपि पुरुषाभेदः ॥ किंच ॥ इतरसंबं
धानवच्छिन्नत्वेनाचितो वास्तविकभिन्नचित्तश्च निरासे
न तत्रातिव्याप्तिः ॥ किंच विशिष्टाद्वैतमित्यस्य विशे-
षणविशिष्टत्वेन विशेषणस्य चेतरव्यावर्तकत्वेन संभ-
वोपेक्षितोऽन्यावर्त्याभावतया वैशिष्ट्यकथनं नोपपद्य-
त इति एतेन शैवोपिदत्तोत्तरः ॥ भिक्षुस्त्वविभागाद्वै-
तवादमवलंब्योपाधिककर्तृत्वादिकमंगीचकार तदपीतर
संबंधावच्छिन्नाभावत्वेन निरस्तं द्वित्वप्रकारकाद्यभाव
त्वात्तेनमध्वाचार्यमतस्य निरासः लीलास्थभावस्य बाधा
भावाय कार्यकारणादिरूपमिति ज्ञानस्य विशेषणम् ॥
द्वित्वप्रतियोगिताकाभावस्य मायापवादमतेपीष्टत्वात्तन्नि
वारणाय ज्ञानस्येति प्रतियोगिनि विशेषणमितिसुष्ठु ॥
अत्रशुद्धाद्वैतपदे कोसौ समासइतिचेत् शुद्धंचतदद्वैतंचेति

कर्मधारयः ॥ अत्रैतदसंबंधानवच्छिन्नत्वेसतीत्येवंयोज्यं ॥
उक्तलक्षणंतु शुद्धयोः कार्यकारणयोरितिषष्ठीततपुरुष
पक्षेबोध्यं ॥ अत्रनृसिंहतापिन्यांयोनित्वंब्रह्मणः समर्थयि-
त्वा सर्वंसर्वमयं सर्वेजीवाः सर्वमयाः सर्वावस्थासुतथाप्य
ल्पाइत्याद्युक्त्वासन्मात्रोनित्यः शुद्धोबुद्धःसत्योमुक्तोनिरंज-
नोविभुरद्वयः आनंदःपरःप्रत्येकरसःप्रमाणैरेतैरवगम्यतेइति
वाक्यंपठितं अग्रेच सर्वमतएव शुद्धोऽबाध्यस्वरूप आ-
त्मेतिनिरूपितं ॥ शुद्धेशुद्धमासिक्तंतादृगेवभवति ॥ सर्वं
खल्विदं ब्रह्मेत्यादिश्रुतिषुशुद्धाद्वैतंस्पष्टमेवप्रतीयतइतिबोध्यं
॥ विस्तरस्तु शुद्धाद्वैतमार्त्तंडे मदाराध्यचरणैर्निरूपितः
अस्मत्कृततद्विवरणे मार्त्तंडप्रकाशनामकेपिबोध्यः ॥ श्री-
मद्गिरिधराधीशपादांबुजपरागहृत् ॥ व्यलिखत् रामकृष्णो
सौशुद्धाद्वैतपरिष्कृतिम् ॥ इति श्रीमत्प्रभुचरणात्मजाश्रय
महाराज कुलकमलविभाकर गोस्वामीश्रीगोपालात्मजनि
श्रीमद्गिरिधरचरणदासानुदासपरंपराप्राप्तराज्यरामकृष्णेन
गुंफितः शुद्धाद्वैतपरिष्कारोऽत्राजीत्समाप्ततां ॥ ॥

---

આ પરીષ્કાર નામના ગ્રંથનો ગુજરાતીમાં અર્થ કર્યો નથી તેનું કારણ કે ગુજરાતી ભાષામાં લખવાથી વાંચનારને સમજણ પડે તેમ નથી.

---

## ॥ अथ गंगाष्टक प्रारंभ ॥

मातःशैलसुतासपत्निवसुधाशृंगारहारावलि स्वर्गारो-
हणवैजयंतिभवतींभागीरथींप्रार्थये ॥ त्वत्तीरेवसतस्त्वदं
बुपिबतस्त्वद्वीचिषुप्रेंखतस्त्वन्नामस्मरतस्त्वदर्पितदृशः स्या
न्मेशरीरव्ययः ॥ १ ॥

હે માતાજી હે પાર્વતીનાં સપત્ની (શોક) હે પૃથ્વીરૂપી સ્ત્રીની જાણે હારાવલી (મોતિનો હાર) હોય નહીં એવાં અને સ્વર્ગ ઉપર ચ- ઢવાને પતાકારૂપ (નીસરણીરૂપ) એવાં હે ભાગીરથી તમારિ પ્રાર્થના કરૂં

છું કે તારા તીર ઉપર રેહેતાં તારૂં જળ પીતાં તારી લહરીઓમાં (જળના મોજાંઓમાં) ન્હાતાં તારૂં નામસ્મરણ કરતાં અને દૃષ્ટી (નજર) વડે તને જોતાં આરા શરીરનો નાશ થાઓ ॥ ૧ ॥

**त्वत्तीरेतरुकोटरांतरगतोगंगेविहंगोवरं त्वत्तीरेनरकांतकारिणिवरंमत्स्योऽथवाकच्छपः ॥ नैवान्यत्रमदांधसिंधुरघटासंघट्टघंटारणत्कारस्तत्रसमस्तवैरिवनितालब्धस्तुतिर्भूपतिः ॥ २ ॥**

હે ગંગે (ગંગાજી ) તારાતીર ઉપરના એક વૃક્ષની અંદર રેહેનાર પક્ષી જે છે તેપણ શ્રેષ્ઠ છે અથવા નરક ગતિના નિવારણ કરનારા તારા જળમાં મચ્છ અથવા કાચબા જે છે તે પણ શ્રેષ્ટ છે પણ સ્વર સંઘટ્ટનથી શબ્દ કરિ રહેલી એવી ઘંટા છે જેમની એવા મદાંધ હાથીનાં ટોળાં જેના ઘરના દરવાજા આગળ હંમેશ ઉભાં રહે છે, એવી તથા શત્રુની સ્ત્રીયો જેની પાસે આવીને પ્રાર્થના કરે છે કે, મહારાજ અમને સૌભાગ્ય દાન આપો અમારા પતિનું રક્ષણ કરો એવી સમૃદ્ધીવાળો રાજાપણ તારા તીરથી બીજી જગ્યા એ હોય, તો સારો નહીં. ॥ ૨ ॥

**उक्षापक्षीतुरगउरगःकोपिवावारणोवावाराणस्यांजननमरणक्लेशदुःखासहिष्णुः ॥ नत्वन्यत्रप्रविरलरणत्किंकिणीक्काणमिश्रंवारस्त्रीभिश्चमरमरुतावीजितोभूमिपालः॥३॥**

હે ગંગાજી જન્મ મરણથી થતાં દુઃખો સહન કરવાને અશક્ત એવો જીવ વારાણુસી ( કાશી )માં બળદ પક્ષી અશ્વ સર્પ અથવા હાથી અથવા કોઈ પણ જાતની યોનીમાં નિપજે તો સારૂં, પણ હાથમ- પેરેલા આ ભૂષણના (દાગિનાના) ઘુઘરીઓના મંજુલ શબ્દવડે કરી ગાંણીકા સ્ત્રીએ નિંજાયલો ( ગણીકા સ્ત્રીની સાથે સુતેલો ) એવો રાજા પણ બીજે ઠેકાણે શ્રેષ્ટ ગણાય નહીં. ॥ ૩ ॥

**काकैर्निष्कुषितंश्वभिःकवलितंगोमायुभिर्लुंठितं स्रोतोभिश्चलितंतटांबुलुलितंवीचीभिरांदोलितं ॥ दिव्यस्त्रीकरचारुचामरमरुत्संवीज्यमानःकदाद्रक्ष्येहंपरमेश्वरित्रिपथगेभागीरथिस्वंवपुः ॥ ४ ॥**

હે ભાગીરથિ, હે ત્રિપથગે, હે પરમેશ્વરી, હું આ દેહનો ત્યાગ કર્યા પછી તારા જળના પ્રભાવથી વિમાનમાં બેશી દેવાંગનાઓ જેને પવન ઢાળે છે એવો થઇ કાગડાએ ઉખેડી નાખેલું, શ્વાનોએ ખાધેલુ

શિયાળીઆએ મોઢામાં ઘાલી દૂર ઘસડતું તાણી લઈ મુકેલું, પ્રવાહના વેગથી ચંચળ (હાલતું) તીરના પાણી ઉપર તરતું અને તરંગે કરી ક્ષણમાં ઉપર તથા ક્ષણમાં નીચે જતું એવું પોતાના શરીરને હું ક્યારે જોઈશ. ॥ ૪ ॥

**अभिनवबिसवल्लीपादपद्मस्यविष्णोर्मदनमथनमौलेर्मालतीपुष्पमाला ॥ जयतिजयपताकाकाप्यसौमोक्षलक्ष्म्याः क्षपितकलिकलंकाजान्हवीनःपुनातु ॥ ५ ॥**

વિષ્ણુનાં ચરણકમલ સંબંધી બિસતંતુની વલ્લીજ હોય નહીં, એવી તથા શંકરના મુકુટ ઉપરની જાણે માલતી પુષ્પની માળાજ હોયની, એવી તથા મોક્ષરૂપી લક્ષ્મી જયપતાકાજ (જીત્યાનું નીશાન) હોય નહીં, એવી અને સર્વ પાપનો નાશ કરનારી ભાગીરથી ઉત્કર્ષે કરી વર્તે છે તે અમને પવિત્ર કરો. ॥ ૫ ॥

**एतत्तालतमालसालसरलव्यालोलवल्लीलताछन्नंसूर्यकरमतापरहितंशंखेंदुकुंदोज्ज्वलं ॥ गंधर्वामरसिद्धकिन्नरवधूतुंगस्तनास्फालितंस्नानायप्रतिवासरंभवतुमेगांगंजलंनिर्मलं ॥ ६ ॥**

હે ગંગા, તાલ, તમાલ, સાલ, સરલ, એ નામના વૃક્ષ તથા અનેક જાતની ચંચલ વેલીઓએ કરી ઢંકાઇ ગએલું, માટેજ સૂર્યના કિરણનો જયાં તાપ નથી, એવું, તથા શંખ, ચંદ્ર, કપૂર અને કુંદ પુષ્પ તેમના જેવું શુદ્ધ સપેત રંગવાળું તથા સ્નાનકરવા સારૂ આવેલી જે ગંધર્વ, દેવ, સિદ્ધ તથા કિન્નર એમની સ્ત્રીઓના ઉંચા અને ગોલ સ્તનથી તાડીત થએલું તારૂં નિર્મળ પાણી હમેષ મને સ્નાન કરવા સારૂ મળજો. ॥ ૬ ॥

**गांगंवारिमनोहारिमुरारिचरणच्युतं ॥ त्रिपुरारिशिरश्चारिपापहारिपुनातुमां ॥ ७ ॥**

વળી વિષ્ણુના ચરણ કમળથી નીકળેલું, શંકરના મસ્તક ઉપર સંચાર (ચાલવું) કરનારૂં, પાતકીઓના પાતકને હરનારૂં, એવું સુંદર ભાગીરથીનું પાણી મને પાવન કરો. ॥ ૭ ॥

**पापापहारिदुरितारितरंगधारिशैलप्रचारिगिरिराजगुहाविदारि ॥ झंकारकारिहरिपादरजोपहारिगांगंपुनातुसततंशुभकारिवारि ॥ ८ ॥ गंगाष्टकंपठतियःप्रयतःप्रभातेवाल्मीकिनाविरचितंशुभदंमनुष्यः । प्रक्षाल्यगात्रकलिकल्मषपंकमाशुमोक्षंलभेत्पततिनैवनरोभवाब्धौ ॥ ९ ॥**

પાપનો સમૂળ નાશ કરનારૂં, સકલ દુષ્કર્મોનો નાશ કરી શકે એવા તરંગ જે ઉપર ઉત્પન્ન થાય છે, એવું અને હિમાલયના શિખર ઉપર ચાલનારૂં, ઝાં ઝાં એવા શબ્દને કરનારૂં, જેમાં વિષ્ણુના ચરણુ સંબંધી રજ:કણુ આવે છે, એવું શુભકારક ભાગીરથીનું જળ અમને પવિત્ર કરો. ॥ ૮ ॥

એવિ રીતે વાલ્મીકી રૂષીએ રચેલા એવા શુભદાયક ગંગાષ્ટકને જે મનુષ્ય સવારે ઉઠીને પવિત્ર થઇ પઠન કરે છે, તે, દેહને વળગી રહેલા કલીયુગ સંબંધી પાપરૂપ પંકજ (ચીખલ)ને ધોઈ નાખીને મોક્ષને પામે છે, પણુ નરકમાં કદાપિ પડતો નથી. ॥ ૯ ॥

इति श्रीवाल्मीकिरचितं गंगाष्टकं संपूर्णम्.

---

# ॥ अथ नर्मदाष्टकप्रारंभ ॥

सबिंदु सिंधु सुस्खलत्तरंगभंगरंजितं द्विषत्सुपाप जात घातकारिवारिसंयुतं ॥ कृतांतदूतकालभूतभीतिहारिवर्मदे त्वदीयपादपंकजं नमामि देवि नर्मदे ॥ १ ॥

યમદૂત કાલભૂત વિગેરેના ભયને હરનારાં અને રક્ષા કરનારાં હે નર્મદા દેવી, જળના બિંદુવાળાં ઉછળતાં સમુદ્રનાં મોજાંના વિભાગોથી મનોહર અને શત્રુ સમૂહ વિષે રહેલા પાપના ઢગલાનો નાશ કરનારાં નિર્મળ જળવડે સંયુક્ત એવાં આપનાં ચરણુકમળને હું નમું છું ॥ ૧ ॥

त्वदंबुलीनदीनमीनदिव्यसंप्रदायकं कलौ मलौघभार-हारि सर्वतीर्थनायकं ॥ सुमच्छकच्छनक्रचक्रचक्रवाक शर्मदे त्वदीयपादपंकजं नमामि देवि नर्मदे ॥२॥

જલમાં વાસ કરનારા એવા મત્સ્ય, કાચબા, તથા મગરના સમૂહને અને ચક્રવાક નામના પક્ષીને પણુ સુખ દાયક એવાં હે નર્મદે! તમારે વિષે નિરંતર મગ્ન રહેલા એવા દીન મત્સ્યોને દિવ્ય પદ આપનારૂં, તથા આ કલિયુગમાં સર્વ પાપના સમુદાયને નાશ કરનારૂં અને સર્વ તીર્થમાં શ્રેષ્ઠ એવા જળે કરીને યુક્ત એવાં આપનાં ચરણુકમળને હું પ્રણામ કરૂં છું.

महागभीरनीरपूरपापधूतभूतलं ध्वनत्समस्तपातका-रिदारितापदाचलं ॥ जगल्लये महाभये मृकंडसूनुहर्म्यदे त्वदीय०॥ ३ ॥

મહા ભયંકર એવા પ્રલય કાલને વિષે માર્કંડેય ઋષીને આશ્રય આપનારાં હે નર્મદે! અત્યંત ગંભીર એવા જલ પૂરે કરી જેણે સર્વ લોક નિષ્પાપ કર્યા, તથા શબ્દ કરનારાએવા સમસ્ત પાતકનો નાશ કરનારાં અને પર્વત સરખા સંકટોને પણ દૂર કરનારાં એવાં તમારાં ચરણ કમલને હું નમસ્કાર કરું છું. ॥ ૩ ॥

**गतं तदैव मे भयं त्वदंबु वीक्षितं यदा मृकंडसूनुशौन-कासुरारिसेवि सर्वदा ॥ पुनर्भवाब्धिजन्मजं भवाब्धि दुःखवर्मदे त्वदीय० ॥ ४ ॥**

વળી માર્કંડેયઋષિ, શૌનકઋષિ તથા અનેક દેવતાએ નિ-રંતર સેવન કરેલું એવું તમારું જલ જ્યારે મેં દીઠું, ત્યારે જન્મ મરણરૂપ સંસારથી ઉત્પન્ન થયેલો મારો સમગ્ર ભય નાશી ગયો. એવાં હે સુખદાયક નર્મદા દેવી તમારાં ચરણ કમલને હું નમસ્કાર કરું છું. ॥૪॥

**अलक्षलक्षकीन्नरानरा सुरारि पूजितं सुलक्षनीर तीरधीरपक्षिलक्षकूजितं ॥ वसिष्ठशिष्टपिप्पलादि कर्दमादि शर्मदे त्वदीय०॥ ५ ॥**

વસિષ્ઠ, તથા શ્રેષ્ઠ એવા પિપ્પલાદ ઋષિ, અને કર્દમઋષિ ઇત્યા-દિકને સુખદાયક એવાં હે નર્મદે! અદૃશ્ય એવા લાખો કિન્નર, દેવ તથા દૈત્ય અને મનુષ્ય એમણે પૂજન કરેલું, તથા સુંદર તમારા જ-લના તીર ઉપર રહેલા ધીર એવા લાખો પક્ષી જ્યાં શબ્દ કરે છે. એવા તમારા ચરણ કમલને હું નમસ્કાર કરું છું. ॥ ૫ ॥

**सनत्कुमारनाचिकेतकश्यपात्रिषट्पदै धृतंस्वकीयमानसे पुनारदादिषट्पदैः ॥ रवींदुरंतिदेवदेवराजकर्मशर्मदे त्व-दीय० ॥ ६ ॥**

સૂર્ય, ચંદ્ર, રંતિદેવ, અને ઈન્દ્ર એમને સુખદાયક એવી હે ન-ર્મદે! સનત્કુમાર, નાચિકેત, કશ્યપ, અત્રિ, તથા નારદાદિક ઋષિરૂપ જે ૭ પગવાળા ભમરા તેમણે પોતાના હૃદયમાં ધારણ કરેલાં એવાં તમારાં ચરણ કમળ ને હું નમસ્કાર કરું છું. ॥ ૬ ॥

**अलक्षलक्षलक्षपापलक्षसारसायधं तटस्थजीवजंतुतंतुभु क्तिमुक्तिदायकं ॥ विरं[illegible] रस्वकीयधामवर्मदे त्व-दीय० ॥ ७ ॥**

બ્રહ્મા, વિષ્ણુ અને શંકર એમને પોતાનું પદ આપાનારાં એવાં હે નર્મદે ! જેની ગણુતિ કરવા ધારિયે તો તે મનમાં પણ આવે નહીં; એવાં લાખો પાતકોને નાશ કરવા પ્રબલ આયુધ (તરવાર) સરખાં, અને તમારા તીરમાં રેહેનાર પ્રાણિવર્ગને આ લોકનું સુખ તથા મુક્તિપદ આપનારાં એવાં તમારાં ચરણકમલને હું પ્રણામ કરૂં છું. ॥ ૭ ॥

**अहोमृतंस्वनंश्रुतंमहेशकेशजातटेकिरातसूतवाडवेपुपंडितेशठेनटे ॥ दुरंतपापतापहारिसर्वजंतुशर्मदेत्वदीय० ॥ ८ ॥**

અહો શંકરની જટાથી ઉત્પન્ન થયેલી એવી નર્મદાના તટ ઉપર મેં અમૃત સરખો આનંદદાયક શબ્દ સાંભળ્યો માટે સકલ પ્રાણિમાત્રને સુખ આપનારાં એવાં હે નર્મદે. કીરાત ( ભીલ ) સૂત બ્રાહ્મણ પંડિત ધૂર્ત નટ એમનેવીષે રહેલા અનંત પાતકોને નાશ કરનારાં તમારાં ચરણ કમલને હું પ્રણામ કરૂં છું. ॥ ૮ ॥

**इदंतुनर्मदाष्टकंत्रिकालमेवयेसदापठंतितेनिरंतरंनयांतिदुर्गतिंकदा ॥ सुलभ्यदेहदुर्लभंमहेशधामगौरवंपुनर्भवान्नरानवैविलोकयंतिरौरवं० ॥ ९ ॥**

જે લોકો એવા નર્મદાષ્ટકનું ત્રીકાલ પઠન કરે છે તે લોકો કયારે પણ દુર્ગતીને પામતા નથી તથા અન્યલોકોને દુર્લભ એવા શીવલોકને વીષે જાય છે તથા આ લોકમાં માન સનમાન પામે છે. અને અનેક ભવની પરંપરાને તથા રૈરવાદીક નરકોને તે જોતો નથી. ॥ ૯ ॥

**इतिश्रीनर्मदाष्टकं संपूर्णम् ॥**

---

## સૂચના.

સંસ્કૃત શબ્દ ત્રીવેણીકા એમાં વિષયો શબ્દ વ્યક્તિ શબ્દ ભક્તિ અને શબ્દ શક્તિ છે ને આશાધર ભટ્ટની કરેલી છે. કીમત આના ૫.

શ્રાવણ માસના શનવારની કથા ગુજરાતિમાં કી. આનો અરધો.

એ વિષે પત્રવ્યવહાર નીચે લખેલે નામે કરવો.

**ડાકટર બાપુલાલ તુળજાશંકર.**

ઠેકાણું વચલો ભોઈવાડો રામમંદીર ઉપર. મુંબઈ.